દેશ સેવા માટે ફના થતાં દેશભક્તો

# લાલા લજપતરાય

અને

# બાળગંગાધર તીલક

## ની સુરત ખાતે પધરામણી

અને સુરત ખાતે મળેલી ૨૩ મી

# નેશનલ કોંગ્રેસ.


રચનાર.

વૈદ્ય ધિરજરામ દલપતરામ



છપાવી પ્રસીદ્ધ કરનાર.

મંગળદાસ દુર્લભદાસ કાપડીઆ.

કીંમત અડધો આનો.

ધી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ—સુરત.

# દેશરત્ન લાલા લજપતરાય તથા સ્વદેશપ્રેમી બાળગંગાધર તીલકની સુરત શેહેરમાં થયેલી પધરામણીનું વર્ણન.

## ગરબો ૧.

રાગ બુરાનપુરી.

શેહેરનાં સૌ લોક, આપણ જઇએ થોકે થોક;
આવે દેશી વિરો આજ, સોભા રૂડી દીશે.
શેહેર પુણામાંથી આવ્યા, રૂડા તિલક મન ભાવ્યા;
સાથે બીજાઓને લાવ્યા, નર રત્ન ઘણાં.
આવ્યા સુરત મોઝાર, એતો આજે પ્હેલીવાર;
કરે લોકો નમસ્કાર, જુએ ધારી ધારી.
એતો પુણે થકી આવ્યા, સુરતી લોકોને મન ભાવ્યા;
સીધા મુકામે સીધાવ્યા, લોકો સાથે ઘણાં.
લોકો જોવાને ત્યાં જાય, ભીડ ઉતારે બહુ થાય;
કોઇને કેતા નથી નાય, વાતો કરતા રૂડી.
કીધો વાડીમાં મુકામ, કરતાં વોલંટીયરો કામ;
ધીરજ રાખી હૈયે હામ, સૌનું કામ કરે.

## ગરબો બીજો.

કામણ દીશે છે. અલબેલા તારી આંખમાંરે—એ રાગ
આવો અવસર સુરત શેહેરને ફરી ફરીને કયાં મળશે.

અવસર ક્યાં મળેરે, રત્નો ક્યાં મળરે.
આવો અવસર સુરત શેહેરને ફરી ફરીને ક્યાં મળેરે.
દેશ દેશથી લોક પધાર્યા, મુખડા જોવા કેવી તરેહરે.
લાલાજીનું મુખડું મલકે,
ઘોશ તણો શો ધીરજ ધમકે,
તીલક તણું જો તેજ પ્રતાપી ક્યાં મળેરે.
આવો અવસર સુરત શેહેરને ફરી ફરી નહી મળેરે.
સર. મહેતાને તો માનજ અપાઇ ગયું રે
ગોખલે જો ગુણવંત ગણાય,
દીવાન બહાદુર સાથ સોહાય.
ખાપરડે પણ દેશ તણું જો, આજ પ્રકાશજ પામ્યું રે.
આવો અવસર સુરત શેહેરને ફરીફરી નહી મળેરે.

## ગરબો ત્રીજો.

ગરબે રંમવાને ગોરી નીસર્યાંરે લોલ. (એ રાગ)
ગરવી ગોરી તે કોંગ્રેસ ભલીરે લોલ,
ભારથ ઉદ્ધારક એ ખરીરે લોલ.
એની પ્રીતી તે અંતર ધરોરે લોલ—(ટેક)

### સાખી.

તારીખ છવીશને વળી, વાર ગુરૂ સુભ સાર;
એ દીવસે ઉઘડે ખરે, કોંગ્રેસ સુરત દ્વાર.

પુજન કરસે તે દેવી તાહરૂરે લોલ,
રૂડા પુજારીઓ સુભ પેરથીરે લોલ.
શેહેર જુદે જુદે થકી આવીરે લોલ—ગરવી ગોરી.

સાખી.

લાલા લજપતરાયને, તિલક રૂડો ભડવિર;
સુરેંદ્ર સોહે સાથમાં, પીરોજ ખરપદ ધીર.
રૂડા ગોખલે પુજારી તાહરારે લોલ,
ચુનીલાલ ગાંધી પણ છે ખરારે લોલ.
પ્રાણુલાલ ઠાકોરરામ સાથમારે લોલ—ગરવી.

સાખી.

દેશાઈ ખંડુભાઈને, મોટાભાઈ પણ ખાસ;
બીજાઓ પણ બહુ ખરે, દેવી તારા દાસ.
ધન્ય ધન્ય તે સુરતશેહેરનેરે લોલ,
થયો સંપતે તુજ પ્રતાપથીરે લોલ.
તેવીસ વર્ષે તેં દર્શણ આપીયુરે લોલ—ગરવી.

સાખી.

કરતું સોહે હવે ખરી, પુરજે મનની આસ;
ધીરજ સંકટ કાપીને કરજે અંતર વાસ.

## ગરબો ચોથો.

ઓધવજી સંદેશો કહેજો સ્યામને એ રાગ.
દેશી વિરજો લાલાજી તો આવિઆ,

લોક તણી ત્યાં ભીડ અતીસે થાયજો—દેશી વીર.
નામ થકી તો સઘળા લોકો જાણતા.
આજે તેતો મળશે આપો આપજો—દેશી વીર.
લોકતણી મેદનીઓ ઉભી રહી.
લાલાજીને નિરખવાને ખાસ જો—દેશી વિરજો.
આશાઓ લોકોની પુરીતો થશે.
જોઇ કરીને દેશરત્નનું મુખજો—દેશી વીરજો.
ધન્ય ધન્ય છે તે નરનું જીવ્યું ખરૂં,
દેશ તણું જે કરવા નીકળે કામજો. દેશી વીરજો.
તન, મન, ધનજે અર્પણ કરશે દેશને,
તેનું જીવતર ખરેખરૂં કેવાયજો—દેશી વીરજો.
દેશ તણું જે સારૂં ઇચ્છે સર્વદા,
ઈશ્વર સહાયે સારૂં તેને થાયજો.—દેશી વીરજો.
માટે ધીરજ લાલાજી સમ રાખવી,
કરવા રૂડુ દેશ તણું તો હીતજો.—દેશી વીરજો.

## ગરબો. પાંચમો.

સખી પડવેના પડીઆ પંથ (એ રાગ)

સખી પડવેની પડતી જોઇ, દેશ સકળમાંરે;
આવ્યા કોંગ્રેસ દેવી માત, આર્યાવૃતમારે.
સખી બીજે રોપ્યુ બીજ, સુરત સારૂંરે;

થયુ વૃક્ષ રૂડેરૂ આજ, ચીતમાં મારૂરે.
સખી ત્રીજે તે ત્રણે લોક, મળીયા સાથેરે;
કરવા દેશતણુતો કામ, લીધુ માથેરે.
સખી ચોથે તે ચારે દીશ, હરખ્યા લોકોરે;
હવે ટળી જસે સૌ દુઃખ, વધસે મોભોરે.
સખી પાંચેમ પુરણ તીથ, મળીયા સાથેરે;
લાવ્યા મુબ્બાપુરની માંહી સું કહુ સાથેરે.
સખી છઠ્ઠે છબીલા જન, થયા છે સાથીરે;
કરી સંપ ઘુમે છે રોજ, લઇ કામ માથેરે.
સખી આઠેમ અક્કલ સાથ, અરજી કીધીરે;
આપો હક હમારા આજ, વાત છે સીધીરે.
સખી નોમે તે ત્રપવર નાથ, અરજી લીધીરે;
ખરી વાત તમારી આજ, મંજુર કીધીરે.
સખી દશેમ મલીયા દેવ, દર્શણ દેવારે;
થયા જાણીતા સૌ જન, ગયા પરદેશ કેવારે.
એકાદશી ન સુધર્યાં કાજ, રહ્યા ઉપવાસીરે;
થયા સઘલા ચીંતા વ્રહત, આવી શી ફાંસીરે.
સખી બારશ બોલાચાર, કરતા શીખ્યારે;
રાખી આશાને બહુ માટ, થોડું ન પરખ્યારે;
સખી તેરસના ત્રીશ ક્રોડ, લોકે જાણ્યુંરે;

માઝી મગટ થયાં કોંગ્રેસ, મનથી ભાઝ્યુરે.
સખી ચોસરશો ચોદે લોક, મદદજ કરશેરે;
ત્યારે થાસે રૂડેરૂ કામ, અર્થજ સરસેરે.
સખી પુનમતીથી પુર્ણ, પ્રકાસજ પામીરે;
રાખે શ્રીરજ પુરણ હેત, રહી નહી ખામીરે.

## મંડપની સોભા.

આ શૃંગારી મ્હેલ બનાવ્યો, શોભા નાતમ કરી અપાર,
રાચ રચીલું રૂડું બનાવ્યું, ગાદી તકીઆનો પણ ઝ્હાર,
પલંગ મ્હોટા જેના જોટા, મળશે નહિ દુનિયામાં માન;
અતિથ્યે આમંત્રણ કરીએ, આવો સુજ્ઞ અને ગુણવાન
આદરમાન કરીશું સારૂં, નહિ રે'શે ખાપણ કે ખોડ;
જુક્તિથી ભોજન પણ કરશું, આપણ સર્વ જોડા જોડ;
વળતિ સભામહી વ્હેંચશું, તંબાકુને બીડાં પાન.

અતિથ્યે૦

પાથરણાં પાથરશું દ્વારે, સેવક જનતો કરશે સેવ;
મીઠા મેવા એવા ધરશે, લલચાયે દેવ;
તો કોણ ગણતી માણસની છે, આવો યારો લેવા જ્ઞાન;

આતિથ્યે૦

ઝુમ્મર તખ્તાને ઘડીયાળો, વાળો મ્હેલ બન્યો સુખકાર;
રેશમ અને ગજીઆણી આચ્છારીત કરે છે કોચ અપાર;

ખુરશીની સંખ્યા નહિ મળતી, ટેબલ પણ બોલે છે ધ્યાન;
આતિથ્યે૦
સૈખ્યંજનક ગૃહ આજ બન્યું છે. શું કવિ આપી
શકે ચિતાર,
બળ લેખીની કેમ ધરેએ, પુર્ણ થયો તેનો અંવતાર!
જશવંતા મહિભાવંતાને, આવે લોક અતિ બળવાન;
આતિથ્યે૦
નીરખી સૂર અતિ લલચાતે, શોભા ખરી બની ભરપુર;
કુશળ કારીગર લોકોએ, પાતળે નાંખ્યાં છે મૂળ;
તુટે કે ફુટે નહિ એ ઘર, લુંટે નહિ લૂટારા જાણુ;
અતિથ્યે૦
જ્યાં નરનારી બહુ સુખકારી, આવી આવી કરે પ્રયત્ન;
દેશ તણા ઉદ્ધાર કારણે, મોટે પાયે ચાલે યત્ન;
એ પાયાને ખણુવા માટે, લાગ્યા છે જન કિર્તિમાન,
આતિથ્યે૦
એ કોંગ્રેસ તણું ગૃહ જાણો, પ્રાહુણા સૌ આવો વીર;
ધર્મ અર્થને કામ મોક્ષનું પ્રાપ્ત થશે ફળ, રાખો ધીર;
રત્નસિંહ આ વિનતિ ઉચરે, સ્વદેશનું રાખો અભિમાન;
આતિથ્યે૦

## હરિગીત છંદ.

જે કુંટનો વન્હિ સદા પ્રજવિત દીસે છે હિંદમાં;

તે નષ્ટતાને પ્રાસ થૈ લોકો વસો આ સૌખ્યમાં;
વળી દુઃખનો ડુંગર હવે અદ્રશ્ય પાતાળે પડો;
આ દેશની કોંગ્રેસ વીજયીનીવડી કષ્ટો દળો.
જે અધમતાના અંકુર ફુટી અને બહુ દુઃખ છે;
તે મૂળમાંથી નષ્ટ થૈ જાયે તદા તો સુખ છે;
પણ કાપવા તે મૂળને તો શસ્ત્ર સારૂં કો મળો;
આ દેશની૦

વિદ્યા વધે તે સાથજો ઉદ્યોગ વૃદ્ધિ પામશે;
તો હિંદના આ તનુજ દુર્બળ ઠામ ઠામે જામશે;
આશા પિપાસા હિંદના હિતેષીની આજે ફળોઃ આ૦
બહુ બુદ્ધિમાનો દેશમાં કિંતૂ અભાવે શ્રમ તણા;
નાના પ્રકારે કષ્ટ પામીને ફરે પૈસા વિના;
તે લોકને રળવા સદા ઉદ્યોગની કુંચી જડો;
આ દેશની૦

સ્વાતંત્ર્ય મળજો દેશીને બંધન બધાં તુટી જઈ;
વળી નોકરીને ચાકરીથી લોકની મુક્તિ થઈ;
ઇન્સાફ મળવા સારૂ ભારતીયો તમે યત્નો કરો;
આ દેશની૦

ન્યાયે વળી ચાલે સદા અંગ્રેજના અધિકારીઓ;
માગો તમો તે રાજ પાસે આપશે સુકાનીઓ;
હે આર્ય પુત્રો આજ જાગો પામશો સારા ફળો;

ઉત્કૃષ્ટ રાજ્યાસનપરે ઉત્કૃષ્ટ રાજા છે ખરે;
જે આંગ્લભૂમીમાં વસીને રાજ્ય પૃથ્વીમાં કરે;
તે રાય પાસે ન્યાય માંગો શા થકી ઘરમાં લડો; ?
આ દેશની૦
હે ભારતી નરનાર બહુ આ વારજો કાર્યો થશે.
તો દુ:ખ સર્વે વપળના સપ્તાશમાં નાશી જશે;
હું આજ વિજ્ઞપ્તિ કરૂં વિરોધીઓ તેમાં ભળો; આ૦
આવી દશા શું હિંદની દેખી નહિ અશ્રુ ભરો?
હે આર્ય બાળો અદ્યપિ શા કારણે ધિરજ ધરો?
જો ચાર પાસે ઢોલ વાગે ધ્યાન દઈને સાંભળો; આ૦
આ મ્હાન મંડળ વીશ વર્ષોથી જુઓ ઉત્પન્ન થયું;
તે સમયમાં શું એમ ધારો કષ્ટ કાંઈ ના ગયું;
વિશ્વાસ સંપાદન કરી આવો અને કાઢો સડો; આ૦
બહુ બહુ બિરાજી મ્હાન વક્તા ભાષણો રૂડાં કર્યાં;
વક્તૃત્વ શક્તિથી વળી સૌ લોકનાં ચિતડાં હર્યાં;
કર માફ સરકારે કર્યા કૈં કૈં વિચારો હે નરો; આ૦
જે દીન ઐક્ય વધી અને કોંગ્રેસમાં સૌ આવશે;
તે સમય હક લેવા બધા સૌ ભારતીઓ ફાવશે;
જ્યાં સંપ વાસો આપ કરશે જંપ ત્યાં કૈંશ નડો;
આ દેશની૦
કીડી મળે જો લક્ષ તો તે સર્પને ભક્ષી જશે.

નિર્બળ હજારો આદમી, શુરા વીરોને જીતશે;
હે હિંદ એવો સંપ સત્વર તુજ પુત્રોને મળો;
આ દેશની૦
નિર્બળ અજાને વ્યાઘ્ર આજે સંગતો વારી પીએ;
અંગ્રેજના શુભ અમલમાં તું શા થકી ખોટો બહીએ;
હીંદુ મુસલમાનો અને વળી પારસી સાથે હળો;
આ દેશની૦
જો યોગ્ય રૂપે રાવ આંગ્લા ભુમી મધ્યેજ ધરાય છે—
કોંગ્રેસદ્વારે તો અભ્યુદય હીંદનો કં થાય છે;
માટે તમે સંગીન પાયે કાર્ય સારૂ આદરો;
આ દેશની૦
અજ્ઞાનને જ્ઞાતા કરો તો સ્હાય કરશે તે વળી,
સુધરેલ ગામડીઆ બધા તો આવશે સાથે મળી;
કોંગ્રેસ ગૌરવને વધારી હામ હાસે બહુ ફરો—આ દેશની
અત્યંત રાજ્યદ્વારી કાર્યોમાં પ્રવીણ પ્રજા કરો.
તો સમુહ સંગ મળી નવીન કૃત્યો બહુ બહુ આદરો;
ને લાભ મળશે દેશ હિંદુસ્તાન વખણાશે ખરો—આ દે.
દીસે દશા જે રંક લોકોની ટળીને તે જશે.
તીલક તણારે રાગરંગો ઘેરઘેર દીસશે;
આનંદકારી સૌખ્યકારી રોજ રોજ પડઘાઓ પડે—આ.
ગુલાલના દરરોજ ચોકા સર્વ જણ પુરતા થશે,

જય રંગદેવી દેશનીના ઘેરઘેર જામશે;
હે હે પ્રભુ દીન એક એ ઔદાર્યથી આપો ખરો—
આ દેશની૦

## સોસીયલનો હેતુ

ગઝલ.

અરે જાવો, અરે જાવો, અને નિકટ નહિ આવો,
કરો કંઈ ખ્યાલ ભારતનો, પછીથી આપ સમજાવો.

સાખી.

વક્તા બીજાને આપીયાં, ભાષણ બહુ નિર્ધાર,
મિથ્યા મોહું દુખવ્યું, નીકળ્યો નહિ કંઈ સાર,
—અરે જાવો૦

ભાષણ કરવા શૂર થઈ કાયર કરવા કાર્ય
દેશ તણા દી શો ફરે, ઉત્તર દેજો આર્ય
અરે જાવો૦

ભણી ભણીને પંડીતો, ખરા બન્યા છો આપ;
થયા આત્મ સંતોષિઆ, તેથી ટળ્યો ન તાપ.
અરે જાવો૦

વિધ વિધ પેરે ઉચ્ચરી, વિસરે જાતાં ઘેર,
બોલેલું પાળે નહિ, ઉદય થાય શી પેર?
દ્રષ્ટાંતો દે ભલભલાં, પહોંચે ચિન જાપાન,
ઘર વાસીદું રે' પડ્યું, કુઅડ રાંડ એ માન.

ભરે સભાઓ પાંચસો, ટળે ન ત્રુટા ચાર;
શીઆળ ખેંચે ગ્રામમાં, શ્વાન ગ્રામમાં વગર.
અરે જાગ્ય. ૭

પોતે જો સુધરે નહિ, તો સુધરે કયમ લોક,
ઘરને સુધાર્યા વિના, દેશ સુધારણ ફોક.
અરે જાગ્ય. ૭

## હાલનો રંગ—દોહરા

વિધવિધ રંગ વિલોકવા, આપણુ ઉતર્યા અત્ર;
ત્રસિ ભઇની ના થઇ, જવું એટલે તત્ર;
સાંધા દરેક ચીજમાં, અળગ હુસે ન કોય:
દિવસમાં પણ દેખીએ. દીન રાત બે હોય.
લાજતણો ડર સર્વને, મૂરખ નહિ ભાઇ:
પીડે બાવળ ઉગતાં, કહે છાંયડો થાય.
શાહુકારને લાજછે, રાજાને પણ લાજ;
નિર્લજને લજ્જા નહિ, તેનું નાનું રાજ
સારૂં કે'તાં મૂર્ખને, ઉલટો ચડશે ક્રોધ;
ખાધો માર વિભીષણે, દશરાવણને બોધ.
બાળકરતાં કાળ વિજયી, નિવડશે જગમાંય:
કલમ તણા ગોદા થકી, રાજા રંક જ થાય.
બળથી મારે લાતતો, તે સાલે બે માસ;
પણ લેખીનીથી કરે, આખી ઉમ્મર નાશ.

બોલ ન માને રાય પણ, લેખણ પરવિશ્વાસ,
લેખણુ આપ રાજને, લેખણુ કરશે. નાશ,
યોધ્ધો રણમાં ઝુઝશે, સાક્ષર ઝુઝે ઘેર;
તો પણુ તેની કિરતિનો, ગંધ જશે ચોમેર,
અસી થકી લેખણુ ગણી, વિદ્વાને બળવાન;
તેનું કારણુ સમજશે, નર રૂડા ગુણુવાન,
ગુણુથી ગુણો સાંપડે, દુર્ગુણથી દુર્ગુણ;
વડને ટેટા આવશે, મિષ્ઠ થશે નહિ લુણ.
ભિન્ન જાત સાથે ભળે, જાત બેઉની જાય;
ઘોડી ખર સંગમ થતાં, ખચ્ચર પેદા થાય.
લડતા બે નર હોય ત્યાં; લાભ ત્રિજાને થાય;
ન્હાણુ લોહ લડતા નરો ને પાવક મળીજાય.
જૂનામાં નહિ ભાવને, નવાં નવાંની પ્રીત,
એ રીતે ભપકે વધ્યા, જગના લોક સચીત.
ખાવું પીવું પ્હેરવું, એમાં જેનું ચી-ત;
પરમારથ તે શું કરે, ખરચીને નિજ વી-ત ?
નારીના જે નેનમાં રોજ તણુાયો જાય;
તે શું કષ્ટ સહે અને, ભકત પ્રભુનો થાય?
જે જંજાળી જીવડો, અતી અતી લપટાય,
જાળ ઉકેલી નહિ શકે, તે છુટો કયમ થાય?
એક ન છુટે એટલે બીજો ગાંઠ વળાય;

નવ

પુત્ર

ધિકધિ

પુત્ર ૧ ચારે દ્વાર,

માતા અંધારૂં ઘોર,

એથી દલ આવે નહિ દાઝ;

કૃત્ય ફરો, સઘળા વિલોકનાર.

વસ્ત્ર નાન છે, આ જગમાં આવાર;

"માન" ધાર રૂદીઆ વિષે, વસ્ત્ર સંગ વ્યવહાર.

આવો બેસો સો કહે, જોપટ ભપકાદાર;

ગુણને નહિ પીછાણશે, એવાં નરનેનાર.

મહીમાં માખણ નીકળે, તેમાં નીકળે છાશ;

જેને ભાવે ચીજ જે, તેને રાખે પાસ.

સજ્જન માખણને ગૃહે, દુર્જન બીજી ચીજ;

ખુશીથી આ જગતમાં, લેને પામે રીઝ.

કસ્તુરીના ગ્રાહકો, દ્રવ્યવાન નર થાય;

પણ નર ઝાઝા હોંશથી, હીંગ ખરિદવા જાય.

સસ્તી ચીજો ના મળે, ગ્રાહક લક્ષ હજાર,

મુલ્યવાનના તો જડે, થોડા ખરીદનાર.

સમાપ્ત.